# ઈસ્લામની શીતળ છાયા

: લેખક :
સૈયદ હામિદ અલી

: અનુવાદક :
ઈકબાલ એહમદ મિર્ઝા

# પ્રસ્તાવના

દુનિયામાં ઘણા, ધર્મો સંપ્રદાયો અને વ્યવસ્થાઓ છે. દરેકની પોતાની કેટલીક વિશેષતાઓ પણ હોઈ શકે છે. દરેકનો દાવો છે કે સત્ય માત્ર તેમના વર્તુળમાંજ ઘેરાયેલુ છે. મનુષ્ય આ સંસારનું એક માત્ર એવું અસ્તિત્વ છે જેની પાસે વિચારવા અને કર્મ કરવાની શક્તિ છે. તે એકંદરે સફળ થવા માંગે છે. સુખને પ્રાપ્ત કરવા માંગે છે. તેણે ઘણા એવા ધર્મોને પણ પારખી લીધા જે પોતાની પાસે ઈશ્વરીય ધર્મ ગ્રંથ ધરાવે છે અને તેના અનુકરણથી તમામ સમસ્યાઓનું સમાધાન શક્ય છે. માનવી ઇતિહાસમાં એવી પ્રણાલીઓ પણ જોઈ તપાસી ચુક્યો છે જેમનો દાવો સંસારમાં ન્યાય અને શાંતિની પ્રસ્થાપના હતી. પરંતુ તેમને નિષ્ફળતા જ હાથ લાગી.

હવે મનુષ્ય જાણે નિરાશ થઈ ગયો છે. જીવનના વિવિધ ક્ષેત્રોમાં જોવા મળતી સમસ્યાઓનું ઉન્મૂલન કરી શકે એવો કોઈ વિચાર સુજતો નથી, મનુષ્ય જીવન આધ્યામિક, ભૌતિક, આર્થિક, સામાજિક અને રાજનૈતિક સમસ્યાઓથી ઘેરાયેલુ છે. વિડમ્બના આ છે કે એકનું નિરાકરણ આવે તો બીજી માથું ઉચકે અને વ્યક્તિગત જીવનને સુખ પ્રાપ્ત થાય તો સામુહિક જીવન પ્રભાવિત થાય. આજે અનૈતિકતા અને રાજનીતિ એક બીજાના પર્યાય બની ગયા છે. માનવ સમાનતા અને સામાજિક ન્યાય વર્તમાન સમયનો સળગતો પ્રશ્ન છે. કોઈ ભૌતિક્વાદની સુંદર બેડીઓમાં જકડાયેલ છે તો કોઈ માત્ર આધ્યાત્મની કુંઠિત દુનિયામાં રચ્યો પચ્યો છે. શું આ શક્ય છે કે સમતોલ રીતે જીવનના દરેક પાસાને આવરી લઈ માનવીય સમસ્યાઓનું સમાધાન આપી શકે? માનવી અભિલાષાઓને પરિપૂર્ણ કરવા સાચી દિશા આપી શકે? વ્યક્તિગત અને સામુહિક જીવનને ન્યાય આધારિત બનાવી શકે તથા વ્યક્તિને સાચી સુખ શાંતિ પ્રાપ્ત કરાવી શકે?!!, આ વિચાર માત્ર પરિકલ્પના નથી, જેઓ વિવિધ પ્રણાલીઓનો અનુભવ કરીને નિરાશ થઈ રહ્યાં છે તેમને એક વાર નિષ્પક્ષ થઈ ઇસ્લામનું અધ્યયન જરૂર કરવું જોઈએ.

પ્રસ્તુત પુસ્તિકામાં લેખકે વિવિધ મુદ્દાઓને આવરી લઈ તુલનાત્મક રીતે ખૂબ જ સંક્ષિપ્તમાં પણ વ્યાપક રીતે ઇસ્લામની કેટલીક લાક્ષણિકતાઓ પર પ્રકાશ પાડ્યો છે. પુસ્તિકાના અનુવાદ અને પ્રકાશનમાં સાવચેતી રાખવામાં આવી છે છતાં વાંચક મિત્રોને કોઈ ત્રુટી નજરમાં આવે તો જાણ કરવા નમ્ર વિનંતી છે.

ચેરમેન,

ઇસ્લામી સાહિત્ય પ્રકાશન

بسم الله الرحمن الرحيم

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

# ઈસ્લામની શીતળ છાયા

સર્વ પ્રશંસાર અલ્લાહને માટે છે, જે સમગ્ર માનવોનો માલિક અને પાલનહાર છે, અને સલામતી તથા તેની કૃપા થાય તેના એ બંદાઓ ઉપર જેમણે માનવો સુધી તેનો એ દીન (જીવન સિદ્ધાંત) પહોંચાડ્યો, જે આલોક અને પરલોકની સફળતાનું એક માત્ર સાધન છે.

વડીલો, ભાઈઓ, બહેનો અને પુત્રીઓ !

ઈશ્વરીય ગ્રંથ પવિત્ર કુર્આનને ખોલતાં જ આપણી સામે સૌથી પહેલાં જે આયત આવે છે-

**"બિસ્મિલ્લાહિર્રહ માનિર્રહીમ"** અર્થાત્ "અલ્લાહ કૃપાશીલ, દયાવાનના નામથી."

પવિત્ર કુર્આનમાં આ આયત એકસો ચૌદ વખત આવી છે. આ આયત પછી તરત જ આ આયત આવી છે :

"પ્રશંસા અલ્લાહ માટે જ છે જે સમગ્ર સૃષ્ટિનો રબ છે."

(સૂરઃ ફાતિહા - ૧)

પવિત્ર કુર્આનમાં ખુદાની કૃપા, દયા અને પાલન-પ્રક્રિયાના ચિહ્ન જોવા મળશે. આપણે જોઈશું કે આ સંપૂર્ણ જગત આપણા માટે જ કાર્યરત્ છે. ધરતીના બધા જ ખજાના આપણાં માટે છે. પવિત્ર કુર્આનમાં પણ છે-

"તે જ તો છે, જેણે તમારા માટે ધરતીની બધી વસ્તુઓ પેદા કરી."

(સૂરઃ બકરહ - ૨૯)

તેની કૃપાઓ ગણી શકાય નહીં. કુર્આનમાં કહેવામાં આવ્યું છે કે,

"જો તમે અલ્લાહની નેઅ્મતો (કૃપાઓ)ની ગણત્રી કરવા ચાહો તો નથી ગણી શકતા." (સૂરઃ ઈબ્રાહીમ-૩૪)

પરંતુ આ ને'મતો (કૃપાઓ) એ જ સમયે ને'મતો બની શકે છે, જયારે કે તેના ઉપયોગની ખરી રીત આપણને ખબર હોય, નહિતર તે આલોક અને પરલોક બંનેમાં આપણી તબાહી અને પ્રકોપનું કારણ બની શકે છે, જેમકે આજે આપણે જોઈ પણ રહ્યાં છીએ. આજે અસીમ ભૌતિક પ્રગતિ છતાં મનુષ્ય અગણિત સમસ્યાઓથી ઘેરાયેલો છે. અલ્લાહની સૌથી મોટી કૃપા આ છે કે તેણે આપણા મનુષ્યોના માર્ગદર્શન માટે ઈશદૂત અને પયગંબર મોકલ્યા. અલ્લાહના પયગંબર દરેક દેશ ને જાતિમાં આવ્યા અને તેમણે અલ્લાહનો દીન માનવીની સમક્ષ પ્રસ્તુત કર્યો, જેમાં તેમની યોગ્યતાઓ, જીવન અને ઈશ્વરે પ્રદાન કરેલી બધી જ ને'મતોનો ઉચિત ખર્ચ અને ઉપયોગની યોગ્ય પદ્ધતિ બતાવવામાં આવી હતી. અંતમાં હઝરત મુહમ્મદ ﷺ આવ્યા. તેમના દ્વારા અલ્લાહે પોતાનો દીન પૂર્ણ કરી દીધો, જેમકે કુર્આનમાં આવ્યું છે-

"આજે મેં તમારા દીન (જીવન-વ્યવસ્થા)ને તમારા માટે સંપૂર્ણ કરી દીધો છે અને પોતાની કૃપા તમારા ઉપર પરિપૂર્ણ કરી દીધી છે અને તમારા માટે ઈસ્લામને તમારા દીન (ધર્મ) તરીકે પસંદ કરી લીધો છે."

(સૂરઃ માઈદહ - ૩)

"અમે તમને સમગ્ર મનુષ્યો માટે ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવીને મોકલ્યા છે." (સૂરઃ સબા - ૨૮)

આ દીન જે આપ ﷺ લાવ્યા સમગ્ર સંસારને માટે અલ્લાહની સૌથી મોટી કૃપા છે. તેમાં માનવ જાતિને માટે ન્યાયની બાંહેધરી આપવામાં આવી છે, આ જ વ્યાપક વિકાસનો વાસ્તવિક અર્થ છે. આલોક-પરલોકની સફળતા આની ઉપર નિર્ભર કરે છે. એટલા માટે તેને લાવનારા અને લાગુ કરનારા ઈશદૂતને અલ્લાહે "સંસાર વાળાઓને માટે સંપૂર્ણ દયાળુતાની સંજ્ઞા આપી છે. કુર્આનમાં છે-

"હે પયગંબર ! અમે તો તમને દુનિયાવાળાઓ માટે રહમત (દયા અને કૃપા) બનાવીને મોકલ્યા છે." (સૂરઃ અંબિયા - ૧૦૭)

આવો! હવે આપણે આ વિચાર કરીએ કે આ દીન કેવી રીતે માનવ-જાતિ માટે પૂર્ણ રીતે દયાની એક જીવન-પ્રણાલી છે. કોઈ પ્રણાલી એ જ સમયે દયાની પ્રણાલી બની શકે છે, જ્યારે તે માનવ-જાતિને કેટલીક વસ્તુઓ પ્રદાન કરે; ઉદાહરણાર્થ-

૧. વાસ્તવિક સ્વતંત્રતા, ૨. માન-સન્માન ૩. ન્યાય, ૪. સદ્‌કાર્યોની સ્થાપના અને દુષ્કૃત્યોનું ઉન્મૂલન, ૫. વ્યાપક વિકાસ, ૬. બધા જ મનુષ્યોની સમસ્ત સમસ્યાઓનું સમાધાન, ૭. માનવ-એકતા, ૮. સુખ અને શાંતિ, ૯. ઈશ્વરની પ્રસન્નતા અને ૧૦. પરલોકની શાશ્વત સફળતા-ઇસ્લામ માનવ જાતિને આ બધું જ આપે છે.

**૧. વાસ્તવિક સ્વતંત્રતા**

સૌથી પહેલાં સ્વતંત્રતાને લઈએ. મનુષ્ય ઈશ્વરનો બંદો હોય છે. તે ઉપરાંત જન્મના આધારે તે કોઈનો ગુલામ નથી હોતો. પરંતુ સમજણ આવ્યા પછી તે પોતાને કુટુંબના રીતિ-રિવાજો અને સમાજના બંધનોમાં જકડાયેલો જુએ છે. પછી તેને એવા ધર્મ-ગુરુ મળે છે, જે સ્વયં ભગવાન બની બેઠાં હોય છે. તેમની સમક્ષ તેને નમન કરવાનું હોય છે. તર્ક વિરુદ્ધની વાતોને માનવાની હોય છે. અગણિત ભગવાનોની પૂજા કરવાની હોય છે. પછી રાજા-મહારાજા અને શાસક ગણ આવે છે. તેઓ દેશની સમગ્ર પ્રજાને પોતાની ચુંગાલમાં જકડી રાખે છે અને પ્રજા તેમના અત્યાચારો અને નિર્દયી કાયદાઓથી પીડિત હોય છે. લોકતંત્રે દાવો કર્યો કે સામ્રાજ્યવાદથી લોકોને મુક્તિ અપાવશે અને તેને વાસ્તવિક સ્વતંત્રતા પ્રદાન કરશે. મનુષ્ય સ્વયં પોતાનો શાસક બનશે. પરંતુ થયું શું ? કેટલાક ચતુર લોકો પોતાની સંપત્તિ, પોતાના પ્રભાવ અને તડ-જોડને કારણે જનતાના પ્રતિનિધિના નામે તેમના ભગવાન બની બેઠા, અને પોતાના સ્વાર્થ અને ખાનગી હિતો ખાતર તેમનું શોષણ કરવા લાગ્યા. આજે સમગ્ર દુનિયામાં લોકતંત્રની આ જ કથની છે. કોમ્યુનિઝમ જ્યારે મેદાનમાં આવ્યું તો તેણે દાવો કર્યો કે તે મૂડીવાદી શાસનની (લાનત)થી માનવ-જાતિને મુક્તિ અપાવશે. પરંતુ થયું આ કે

સર્વહારા-અધિનિયામક-તંત્ર (Proletaryo Dictatorship)ના બહાને કેટલાક કોમ્યુનિસ્ટ નેતાઓની એવી ભયંકર અને વ્યાપક સરમુખત્યારશાહીની સ્થાપના થઈ, જેનું કોઈ ઉદાહરણ માનવ ઇતિહાસમાં જોવા નથી મળતું. આ સરમુખત્યારશાહીએ માનવીની દરેક પ્રકારની સ્વતંત્રતા, ત્યાં સુધી કે વિચારવા અને બોલવા સુધ્ધાંની સ્વતંત્રતા પણ છીનવી લીધી.

આપણી સમક્ષ દુનિયાની શક્તિશાળી કોમો છે, જે અશક્ત અને પછાત કોમોને આર્થિક અને રાજકીય દૃષ્ટિએ ગુલામ બનાવી રહી છે. કોમ્યુનિઝમનું ધ્વજવાહક રશિયા અને લોકતંત્રનું ધ્વજવાહક અમેરિકા દુનિયાની સૌથી મોટી શક્તિઓ છે. આ બંને દુનિયાના બધા જ રાષ્ટ્રોને પોતાની રાજકીય અને આર્થિક ગુલામીમાં જકડી લેવા માંગે છે. અને આ ઉદ્દેશ્યને માટે તે ષડ્યંત્રો, સૈનિક ક્રાંતિઓ, રાષ્ટ્રીય નેતાઓની હત્યાઓ, સૈનિક હુમલાઓ અને પ્રજાની કત્લે-આમ અને લોહી વહેવડાવવા સુધ્ધાંથી પરેજ નથી કરતા કમ્પુચિયા અને અફઘાનિસ્તાનનું ઉદાહરણ આપણી સામે છે.

આ ગુલામીની એ હાથકડીઓ અને સાંકળો છે, જેણે માનવ જાતિને જકડી રાખી છે. જો તે કપાઈ પણ જાય તો મનુષ્ય પોતાની આંધળી ઇચ્છાઓનો દાસ બની જશે, જે તેને આલોક-પરલોકમાં તબાહ અને બરબાદ કરીને રહેશે.

શું મનુષ્ય આ ઘાતક અને ભારે દાસતાથી મુક્તિ મેળવી શકે છે ? હા! તેને સાચી સ્વતંત્રતા પ્રાપ્ત થઈ શકે છે, શરત માત્ર એટલી કે તે પોતાના એ પ્રભુનો દાસ બને જેનો તે જન્મ-જાત દાસ છે. તેની જ બંદગીમાં તેના આલોક અને પરલોક બંને સુધરી શકે છે. મનુષ્યનું કર્તવ્ય છે કે તે એ પ્રભુ સિવાય દરેક ગુલામીનો ગચળિયું પોતાના ખભેથી ઉતારી દે, પછી તે ગુલામી પોતાની તુચ્છ ઇચ્છાઓની હોય, અથવા પરિવારની ખોટી પ્રથાઓની અથવા ધર્મ ગુરુઓ અને રાજકીય નેતાઓની. તેણે ઈશ્વરના સિદ્ધાંતોની વિરુદ્ધના બધા જ કાયદાઓને માનવાથી ઇનકાર કરી દેવો જોઈએ, તે માત્ર એ લોકોનું કહેવું માને જે ઈશ્વરનો કાનૂન લાગુ કરે છે અને ઈશ્વરની ધરતી ઉપર ઈશ્વરની ઇચ્છાની પૂર્તિ કરે છે.

**૨. માન-સન્માન**

હવે માન-સન્માનને લઈએ. વ્યક્તિ અને સમાજ, બંનેને માટે આ રોટી, કપડા અને ભૌતિક આવશ્યકતાઓથી વધારે મહત્ત્વપૂર્ણ છે. અપમાનિત જીવન કરતા મૃત્યુ સારૂ છે, પરંતુ આપણે જોઈએ છીએ કે સામાન્ય માનવીને આજે પણ માન-સન્માન પ્રાપ્ત નથી. માન-સન્માન આજે ધન-સંપત્તિ અને સત્તા ઉપર નિર્ભર કરે છે. નિર્ધન અને સત્તાહીનના ભાગે અપમાન અને દુર્ગતિ સિવાય કાંઈ નથી આવતું. શ્યામ આજે પણ શ્વેતની દૃષ્ટિમાં હીન છે. આપણા પોતાના દેશમાં અસ્પૃશ્યતા અને આભડછેટનો ઘૃણાસ્પદ રોગ જોવા મળે છે, કરોડો લોકો તેનો ભોગ બનેલા છે. ધાર્મિક અને રાજકીય નેતાઓ આજે પણ લોકોના મસ્તિષ્ક પોતાની સમક્ષ નમાવડાવે છે. આજે પણ માનવી તુચ્છ માનવીઓની ઉપાસના કરી રહ્યો છે, પાશ્ચાત્ય સંસ્કૃતિની દૃષ્ટિમાં માનવ માત્ર સામાજિક પશુ છે. પ્રશ્ન આ ઊભો થાય છે કે શું કોઈ એવો ધર્મ છે, જે મનુષ્યને પ્રતિષ્ઠા અને માન-સન્માન પ્રદાન કરતો હોય ? શું કોઈ એવી જીવન-વ્યવસ્થા છે, જેમાં વંશ અને રંગ, રાષ્ટ્ર, વ્યવસાય, ધન-સંપત્તિ અને સત્તાના આધારે નહિ, માત્ર માનવતાના આધારે મનુષ્યનું સન્માન થાય? હા! ઈસ્લામ એક આવી જ જીવન પ્રણાલી છે, જેની દૃષ્ટિમાં બધા જ મનુષ્યો સમાન છે. સહુ એક પ્રભુના બંદા અને એક માતા-પિતા આદમ અને હવ્વાની સંતાન છે. વ્યવસાય, વંશ, રાષ્ટ્ર, રંગ, ધન અથવા સંપત્તિના આધારે તેમનામાં કોઈ ઊંચ-નીચ નહિ, કોઈ મનુષ્ય દેવતાની સંતાન નથી, કોઈ મનુષ્ય જન્મના આધારે અપવિત્ર નથી. મનુષ્ય હોવાને નાતે બધા જ સન્માનના અધિકારી છે. મનુષ્યનું મસ્તિષ્ક ઈશ્વર સિવાય કોઈની સામે નમવાને માટે નથી, કારણ કે ઈશ્વર સિવાય કોઈ ઉપાસનાને યોગ્ય નથી. મનુષ્ય સર્વશ્રેષ્ઠ પ્રાણી છે, ફરિશ્તાઓ તેની સામે નતમસ્તક થયાં છે, ધરતી ઉપર તે સમગ્ર સૃષ્ટિના ઈશ્વરનો પ્રતિનિધિ છે, તેને એટલું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત છે, જેનાથી ઉચ્ચ સ્થાનની કલ્પના પણ ન કરી શકાય !

પછી ઈસ્લામ એ વિશેષતાઓ અને ગુણોનો ઉલ્લેખ કરે છે અને વ્યક્તિ તેમજ સમાજમાં પેદા કરવાના પ્રયત્નો કરે છે જેના દ્વારા તે સંસાર અને પરલોક બંનેમાં સન્માન અને આદર મેળવી શકે અને ઈશ્વર તથા મનુષ્ય

બંનેની સમક્ષ સફળ થઈ શકે છે. તે ગુણ આ છે :

સત્યનું જ્ઞાન અને તેની ઉપર શ્રદ્ધા, ઈશ્વરની ભક્તિ અને આજ્ઞાપાલન, ઉચ્ચ સ્વભાવ અને ચરિત્ર, સત્ય-માર્ગ ઉપર અડગ રહેવું અને ધર્મની સ્થાપના માટે પ્રયત્નો કરવા.

ઇસ્લામનો ઇતિહાસ સાક્ષી છે કે આરબના પછાત, નિર્ધન અને નિરક્ષર લોકો ઇસ્લામને અંગીકાર કરવાના ફળસ્વરૂપે આ ગુણોથી સુસજ્જિત થયા અને કઠોર વિરોધ અને અવરોધ છતાં પણ માન-સન્માન અને સફળતાની ટોચ ઉપર પહોંચી ગયા. તે સમયની બે વિશાળ શક્તિઓ-ઈરાની શાસન અને રોમન એમ્પાયરે સંપૂર્ણ શક્તિથી તેમને કચડવાના પ્રયત્નો કર્યા, પરંતુ તે સ્વયં પરાજિત થયાં અને ઇસ્લામના ધ્વજવાહક પ્રભાવશાળી શક્તિના રૂપમાં દુનિયા ઉપર છવાતા ગયાં. આ ઈશ્વરનો વાયદો હતો, જે પૂરો થયો. તેનો વાયદો આજે પણ એવો જ છે. સન્માન અને સફળતા તેના જ હાથમાં છે. તેનો ફેંસલો છે કે તે ઇસ્લામના સાચા અનુયાયીઓને સન્માન અને સફળતા અવશ્ય પ્રદાન કરશે, જેમકે કુર્આનમાં છે :

"નાસીપાસ ન થાવ, દુઃખી ન થાવ, તમે જ વર્ચસ્વ પ્રાપ્ત કરશો જો તમે ઈમાનવાળા હોવ." (સૂરઃ આલે ઇમરાન - ૧૩૯)

### 3. ન્યાય

હવે ન્યાયને લઈએ. ન્યાય ઉપર જ વ્યક્તિની સુરક્ષા અને વિકાસ નિર્ભર કરે છે. તેનાથી જ સમાજમાં અનુશાસન આવે છે, આ જ સમાજની ઉન્નતિ અને આધારશીલા છે. પરંતુ જ્ઞાનાત્મક, સાંસ્કૃતિક અને વૈજ્ઞાનિક પ્રગતિઓ છતાં આજે ક્યાંય ન્યાય જોવા નથી મળતું. માનવીઓ માનવી ઉપર, વર્ગ વર્ગો ઉપર, એક સંપ્રદાય બીજા સંપ્રદાયો ઉપર, ઉચ્ચ જાતિના લોકો નીચી જાતિના લોકો ઉપર જુલમ અને અત્યાચાર કરી રહ્યાં છે. સાંપ્રદાયિક તોફાનો, વર્ગીય સંઘર્ષ, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય યુદ્ધ આ બધું જ ન્યાયના અભાવનું પરિણામ છે. મનુષ્યના જાન, માલ, પ્રતિષ્ઠાનું આજે કોઈ મૂલ્ય નથી. સમગ્ર દુનિયા ષડ્યંત્રો, તોડ-ફોડ અને ઉષ્ણ-શીત યુદ્ધનો ભોગ બની રહી છે. ભયંકર હથિયારોની હોડ તીવ્રપણે લાગેલી છે. અબજો રૂપિયા (જેનાથી

કરોડો માનવોની અનેક સમસ્યાઓ ઉકેલી શકાય છે) હથિયારો પ્રાપ્ત કરવા અને બનાવવામાં ખર્ચ કરવામાં આવી રહ્યા છે. લોહીની નદીઓ વહી રહી છે, અને ઈશ્વરે અર્પણ કરેલી મૂલ્યવાન વસ્તુઓના ભંડારો યુદ્ધને કારણે તબાહ થઈ રહ્યાં છે. માનવ-જાતિની સમસ્ત સમસ્યાઓ વાસ્તવમાં આ જ અત્યાચાર અને અન્યાયનું દુષ્પરિણામ છે. આજે કોઈ દેશ, કોઈ કોમ, કોઈ પક્ષ, કોઈ વ્યવસ્થા ન્યાયની ધ્વજવાહક નથી. ચારેય બાજુ દમન અને અત્યાચાર ઉપર આધારિત કાયદાઓનું ચલણ છે અને તેના ફળ સ્વરૂપે સમગ્ર સંસાર ઉપદ્રવથી ભરાઈ ગયું છે. આવી જ દશાનું ચિત્રણ કુર્આનમાં આ શબ્દોમાં પ્રસ્તુત કરવામાં આવ્યું છે :

"જમીન અને સમુદ્રમાં બગાડ પેદા થઈ ગયો છે લોકોના પોતાના હાથોની કમાણીથી." (સૂરઃ રૂમ - ૪૧)

આ ભયાનક પરિસ્થિતિથી માત્ર એ જ રીતે બચી શકાય છે કે ઈશ્વર તરફથી અવતરિત ન્યાયસંગત પ્રણાલીને નિષ્ઠાભાવ તેમજ ખરા દિલથી અપનાવવામાં આવે. ઈશ્વરનો દીન એટલા માટે આવે છે કે પરલોકના ઉધ્ધાર પહેલાં સંસારમાં માનવીને ન્યાય પ્રાપ્ત થાય. જેમકે કુર્આનમાં છે :

"અમે પોતાના રસૂલોને સ્પષ્ટ નિશાનીઓ અને માર્ગદર્શનો સાથે મોકલ્યા અને તેમના સાથે ગ્રંથ અને તુલા ઉતાર્યા જેથી લોકો ન્યાય ઉપર કાયમ થાય." (સૂરઃ હદીદ - ૨૫)

આ તો કલ્પના પણ ન કરી શકાય કે ઈશ્વર રજ માત્ર પણ અત્યાચાર કરી શકે છે. તે તો બધા ઉપર પોતાની કૃપાઓની વર્ષા કરી રહ્યો છે. તેના સિદ્ધાંતો જરા પણ જુલમના પક્ષમાં નથી, તેમાં સમગ્ર મનુષ્યો માટે ન્યાય, સૌના માટે સુખ-શાંતિ અને સૌના અધિકારોની સુરક્ષાની જોગવાઈ છે. ઈસ્લામ માનવ-અધિકારોને બધા જ ધર્મો અને સમસ્ત જીવન-પ્રણાલીઓની તુલનામાં સૌથી વધારે મહત્ત્વ આપે છે. ન્યાયના મામલામાં પોતાના-પારકા, મુસ્લિમ-બિનમુસ્લિમ અને મિત્ર-શત્રુમાં કોઈ ભેદ નથી કરતો. તેનો આદેશ છે કે શત્રુની સાથે પણ ન્યાયપૂર્વક વર્તન કરો. કુર્આનમાં છે :

"કોઈ જૂથની દુશ્મનાવટ તમને એટલા ઉત્તેજિત ન કરી દે કે તમે

ન્યાયથી ફરી જાવ. ન્યાય કરો, આ તકવા (અલ્લાહથી ડરવા) સાથે વધુ સુસંગત છે." (સૂરઃ માઇદહ - ૮)

તે તમામ મનુષ્યોના જીવન, સંપત્તિ અને પ્રતિષ્ઠાનો સમાન રીતે આદર કરે છે. કારણ વગર એક માણસનું લોહી વહેવડાવવાને તે તમામ મનુષ્યોની હત્યા સમાન ગણે છે. તેવી જ રીતે એક માણસનો જીવ બચાવવો એ તમામ મનુષ્યોના જીવન બચાવવા સમાન છે. કુર્આનની સૂરઃમાઇદહમાં છે :

"આ જ કારણે ઈસરાઈલના સંતાનો માટે અમે તે કાનૂન લખી દીધો હતો, ''જેણે કોઈ વ્યક્તિના ખૂનના બદલે કે ધરતી પર બગાડ ફેલાવવા સિવાય કોઈ અન્ય કારણસર હત્યા કરી, તેણે જાણે કે સમગ્ર માનવ-જાતની હત્યા કરી, અને જેણે કોઈને જીવન પ્રદાન કર્યું, તેણે જાણે કે સમગ્ર માનવ-જાતને જીવન પ્રદાન કર્યું." (સૂરઃ માઇદહ - ૩૨)

એટલું જ નહિ, ઇસ્લામ એ વાતોને પણ મૂળથી ઉખેડી નાખે છે, જેના કારણે અત્યાચાર અને બગાડમાં વૃદ્ધિ થાય છે. એ વાતો આ છેઃ ઈશ્વરથી નિર્ભિક હોવું, સંસારના હિતોની લાલસા, માનવ-અધિકારોનો તિરસ્કાર અને અત્યાચાર તેમજ જુલમ ઉપર આધારિત કાયદા. ઇસ્લામ એક એક મનુષ્યના હૃદયમાં ઈશ્વરનો ભય બેસાડે છે, એ ઈશ્વરનો, જે મનુષ્યના એક-એક શબ્દ અને એક-એક ક્રિયાને જાણે છે, જે મનની વાતોને પણ જાણે છે, મૃત્યુ પછી જેની પાસે જવાનું છે, જેને એક-એક શબ્દ અને બધા જ કાર્યોનો હિસાબ આપવાનો છે, જે દુષ્કૃત્યોની સખત સજા આપે છે, જેની પકડ સખત છે, જેનો પ્રકોપ દુનિયામાં પણ આવે છે જે લોકો અને કોમોને નષ્ટ કરી દે છે. દુનિયાના જે કાર્યો માટે મનુષ્ય બીજાઓ ઉપર અત્યાચાર કરે છે પરલોકની કૃપાઓના મુકાબલે તેનું મૂલ્ય કાંઈ પણ નથી, પરલોકનું જીવન શાશ્વત છે. ત્યાંની કૃપાઓ અસીમ અને હંમેશાં રહેનારી કૃપાઓ છે. ત્યાંની યાતના પણ પીડાદાયક અને સ્થાયી છે. જે લોકો ઈશ્વરની બંદગી અને તેના બંદાઓના હક્કો નિભાવશે તેમના ભાગે પરલોકના શાશ્વત જીવનમાં સ્વર્ગની અસીમ અને હંમેશાં રહેનારી ને'મતો આવશે. જે લોકો ઈશ્વરની અવજ્ઞા અને

તેના બંદાઓ ઉપર અત્યાચાર કરશે, તે પરલોકમાં ઈશ્વરની ભીષણ યાતનાને પાત્ર ઠરશે.

ઈસ્લામી જીવન-વ્યવસ્થાના બે મૂળભૂત પાસા છે. એકનો સંબંધ ઈશ્વરના હક અને અધિકારો સાથે છે અને બીજાનો બંદાઓના હક અને અધિકારો સાથે. ઈશ્વરે બંદાઓના અધિકારોને જરાય ઓછું મહત્ત્વ નથી આપ્યું, બલ્કે કેટલીક રીતે જોતાં તો બંદાઓના અધિકારોનું મહત્ત્વ વધારે છે, કારણ કે કોઈ વ્યક્તિ શિર્કના (અલ્લાહની હસ્તી અને ગુણોમાં કોઈ અન્યને સામેલ કરવું) સિવાય ઈશ્વરના અધિકારોનું હનન કરે છે તો ઈશ્વર માફ કરી શકે છે. પરંતુ જો કોઈ વ્યક્તિ મનુષ્યોના હક્કોનું હનન કરશે તો ઈશ્વર તેને માફ નહીં કરે, જ્યાં સુધી તે મનુષ્ય તેને માફ નહીં કરી દે. ઈશ્વરના માર્ગમાં શહીદ થવા પર પણ કોઈના હક્ક મારવા ને માફ કરવામાં નહીં આવે. જો કોઈએ માનવીના હક્ક માર્યા છે તો પરલોકમાં તેના સત્કર્મો એ લોકોને આપી દેવામાં આવશે, જેના હક્કો તેણે માર્યા છે અને તેમના પાપ અપરાધીને માથે નાખી દેવામાં આવશે અને તિરસ્કાર અને અપમાનની સાથે તેને નર્કમાં ફેંકી દેવામાં આવશે.

ઈસ્લામ મનુષ્યો દ્વારા બનાવેલા જુલમ ઉપર આધારિત કાયદાઓને બદલે ઈશ્વરે મોકલેલા ન્યાયસંગત કાયદાઓ મનુષ્યની સામે પ્રસ્તુત કરે છે અને પોતાના અનુયાયીઓને આદેશ આપે છે કે જાન-માલની બાજી લગાવીને તે આ પ્રણાલીને સ્થાપિત કરે જેથી દુનિયા અત્યાચાર અને ઉપદ્રવથી બચી જાય અને ન્યાય તેમજ ભલાઈની સ્થાપના થાય.

ઈસ્લામ પ્રત્યેક મુસલમાનનું સામૂહિક રૂપે દરેક ઈસ્લામી રાષ્ટ્ર અને મુસ્લિમ-સમુદાયનું આ મૂળ કર્તવ્ય ઠેરવે છે કે તેઓ ન્યાયની સ્થાપના માટે ઊભા થઈ જાય અને આ સંબંધમાં નીજી હિતો અને પરિવાર-બિરાદરી વગેરેની જરા પણ પરવા ન કરે. કુર્આનમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે -

"હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ન્યાયના ધ્વજવાહક બનો અને અલ્લાહ માટે સાક્ષી આપનારા બનો, ભલે તમારા ન્યાય અને તમારી સાક્ષીની ઊલ્ટી અસર સ્વયં તમારા પર અથવા તમારા માતા-પિતા અને સગાઓ પર જ કેમ ન પડતી હોય." (સૂરઃ નિસા - ૧૩૫)

### ૪. ભલાઈઓની સ્થાપના અને બૂરાઈઓનું ઉન્મૂલન

હવે ચોથી વસ્તુ લઈએ. સત્યતા, (અમાનતદારી), વચનપાલન, ન્યાય, લજ્જા, દયા, પ્રેમ અને સ્નેહ, સદ્‌વ્યવહાર, દાનશીલતા, આંતર અને બાહ્યમાં સમાનતા, સજ્જનતા, કૃતજ્ઞતા, ધૈર્ય અને દૃઢતા, ક્ષમાશીલતા વગેરે વિશેષતાઓનું જ નામ માનવતા છે. જે વ્યક્તિની અંદર આ વિશેષતા હશે તે મનુષ્ય કહેવડાવવાને પાત્ર હશે અને તે જ વ્યક્તિ પોતાના કુટુંબ, પોતાના સમાજ, પોતાની કોમ અને દુનિયાને માટે ભલાઈનું કારણ સિદ્ધ થશે. જે સમાજમાં આ ગુણ જોવા મળશે તે જ પોતાના દેશ અને માનવ-જાતિને માટે ભલાઈનું કારણ બનશે. જો સંપૂર્ણ માનવ-જાતિ આ વિશેષતાઓને અપનાવી લે, તો આ સંસાર સ્વર્ગ બની જશે અને તેની બધી જ સમસ્યાઓનો ઉકેલ આવી જશે.

આનાથી વિપરીત જૂઠ, છળ-કપટ (ખયાનત), વચનભંગ, નિર્લજ્જતા, અત્યાચાર, ક્રૂરતા, કંજૂસી, કૃતઘ્નતા, લાલચ, સંકીર્ણતા, ઈર્ષ્યા અને દ્વેષ, વેરભાવના, પ્રતિશોધ વગેરે બૂરાઈઓ જે વ્યક્તિમાં હશે તે, હિંસક પશુ હશે, રાક્ષસ અને દાનવ હશે અને માનવને માટે અભિશાપનું કારણ હશે. જો આ અવગુણ કોઈ સમાજમાં ફેલાઈ જાય તો તે સમાજ પોતાના દેશ અને સંસારમાં બગાડ ફેલાવશે, અને જો માનવ-જાતિ આ બૂરાઈઓને અપનાવી લે તો દુનિયામાં ચારેય તરફ અત્યાચાર અને હિંસાનું તાંડવ હશે. સંપૂર્ણ માનવજાતિ અગણિત જટિલ સમસ્યાઓ અને મુશ્કેલીઓનો ભોગ બની જશે અને દુનિયા નર્ક બની જશે. ભૌતિક વિકાસ દુનિયાને આ દુષ્પરિણામથી નહીં બચાવી શકે, બલકે તે બરબાદી અને તબાહીની ગતિને વધારે તીવ્ર કરી દેશે. પહેલાં મનુષ્ય જ્યારે કોઈની ઉપર અત્યાચાર કરતો હતો તો લાકડી અને તલવારથી હુમલો કરતો હતો, પરંતુ હવે તો તેની પાસે તોપ, ટેંક, બૉંબ અને મિસાઈલ જેવા અત્યંત વિનાશકારી શસ્ત્રો છે આજે તે અણુ બૉંબ અને હાઇડ્રોજન બૉંબથી સંપૂર્ણ દુનિયાને નષ્ટ કરી શકે છે. પહેલાં મનુષ્ય પાસે માનવીને બહેકાવવા માટે માત્ર જીભ અને પેનની તાકાત હતી, પરંતુ હવે પ્રેસ, સમાચાર પત્ર, રેડિયો અને ટેલિવિઝનના અત્યંત પ્રભાવકારી સાધન છે, જે થોડીક જ વારમાં કરોડો વ્યક્તિઓને

બહેકાવી શકે છે, તેમને ઉત્તેજિત કરી શકે છે, તેમને નિર્લજ્જ અને ચરિત્રહીન બનાવી શકે છે.

આજે માનવ-જાતિ માટે સૌથી દુઃખદ બાબત આ છે કે દુનિયા સારા ગુણોથી ખાલી થઈ ચૂકી છે અને દુર્ગુણ અને બૂરાઈઓ મહામારીની જેમ ફેલાઈ ગઈ છે. આ જ કારણ છે કે માનવી માનવીને માટે, સમાજ સમાજને માટે, અને રાષ્ટ્ર રાષ્ટ્રને માટે એક અભિશાપ બની ગયા છે, અને સમગ્ર દુનિયા નર્કનું સ્વરૂપ ધારણ કરી ચૂકી છે. આ પરિસ્થિતિનું એક વિશેષ કારણ પાશ્ચાત્ય વિચારો અને ધારણાઓનું પ્રચલન છે, જે મુજબ નૈતિક માપદંડની વાતો નિરર્થક અને વ્યર્થ છે. માનવીએ દરેક એ કાર્ય કરવું જોઈએ જેમાં લાભ હોય, જેમાં મજા આવે, જેનાથી આનંદ પ્રાપ્ત થાય. આનું બીજું કારણ મનુષ્યનું ઈશ્વરથી અલગાવ અને ધર્મથી વિમુખતા છે. પહેલાં ઈશ્વરનો ભય મનુષ્યને બૂરાઈઓથી દૂર રાખતો હતો, ઈશ્વરનો પ્રેમ અને તેની કૃપાઓની આકાંક્ષા ભલાઈના માર્ગ ઉપર ચાલવાની પ્રેરણા આપતી હતી. ધાર્મિક શિક્ષણ નૈતિક માપદંડને મૂળભૂત મહત્ત્વ આપતું હતું અને ધાર્મિક ગુરુઓનું ઉચ્ચ આચરણ અને સમાજ-સુધારણાને માટે તેમના કઠિન પ્રયાસ વ્યક્તિ અને સમાજને શિષ્ટાચાર અને નૈતિકતાના બીબામાં ઢાળતા હતાં. ધર્મ અને ઈશ-ભક્તિથી દૂર થઈ જવાને કારણે હવે સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે અને મોટાભાગના લોકો મનની (ખોટી) કામનાઓ અને શેતાનની ચાલમાં ફસાઈ ગયા છે.

આનું ત્રીજું કારણ એ દષ્ટિકોણ છે કે સામાજિક જીવન અને રાજનીતિને ધર્મ અને ધાર્મિક નીતિઓથી અલગ હોવું જોઈએ. જ્યારે કે આજે રાજનીતિની સ્થિતિ આ છે કે તેણે સંપૂર્ણ જીવનને પોતાના ઘેરામાં લઈ લીધું છે અને તેની લગામ એવા લોકોના હાથોમાં છે જે ચરિત્રહીન, દુષ્ટ અને ઈશ્વરને ભૂલી ગયાં છે. તેનું પરિણામ આ આવ્યું કે સંપૂર્ણ દુનિયાને આજે નૈતિક અધઃપતન અને એવી જટિલ સમસ્યાઓનો સામનો કરવો પડી રહ્યો છે, જેનો કોઈ ઉકેલ જોવા નથી મળતો.

આ માનવ-જાતિની સૌથી મૂળભૂત સમસ્યા છે. અને એ જ પ્રણાલી દયાળુતા પ્રણાલી કહેવાશે જે આ ગંભીર સમસ્યાને ઉકેલી શકે, જે વ્યક્તિ,

સમાજ અને સંસારના બધા જ લોકોને ચારિત્રવાન બનાવે, જે સત્તાના દેવને શિષ્ટતાની સાંકળથી જકડે. માનવીએ પોતે ઘડેલી પ્રણાલી આ ઉદ્દેશ્યને માટે નિરર્થક છે. તેમને ત્યાં નૈતિકતાના નિર્માણની કોઈ યોજના અને કાર્યક્રમ જ નથી. તેઓ એ વાત માને છે કે સામાજિક જીવનને ધર્મ અને નૈતિકતાથી દૂર રાખવા જોઈએ. સાધારણ ધર્મ પણ આ ઉદ્દેશ્યને માટે જરાય લાભકારી નથી, એટલા માટે કે તે ચરિત્ર અને નૈતિકતા ઉપર ભાર તો આપે છે પણ તેની સાથે જ સામાન્ય રીતે સંસાર અને સામાજિક જીવનને ત્યાગવાનું શિક્ષણ પણ આપે છે. તે સભ્ય સંસારના સંબંધમાં આપણો સાથ નથી આપી શકતા. પછી તેઓ કોઈ એવી જીવન-પ્રણાલી પણ આપી નથી શકતા, જે નૈતિક સિદ્ધાંતો ઉપર આધારિત હોવાની સાથે-સાથે જીવનની સમસ્યાઓનો ઉકેલ પણ હોય. એવી જીવન-પ્રણાલી માત્ર ઈસ્લામ છે, જે સંપૂર્ણ વ્યક્તિગત અને સામૂહિક જીવનને નૈતિક સિદ્ધાંતોના બીબામાં ઢાળે છે, જે નૈતિક સિદ્ધાંતોના આધારે જીવન વ્યતીત કરવાની સંપૂર્ણ પ્રણાલી અર્પણ કરે છે અને જે ચરિત્ર અને આચરણને માટે નિમ્નલિખિત શક્તિશાળી પ્રેરક પૂરા પાડે છે-ઈશ્વરમાં આસ્થા, તેનો ભય, તેનાથી પ્રેમ, તેની અસીમ કૃપાઓની આશા અને તેના પીડાદાયક પ્રકોપની આશંકા વગેરે. તે સ્પષ્ટ રૂપે જણાવે છે કે, આલોક-પરલોકની સફળતાને માટે માત્ર ઈમાન (ઈશ્વરમાં આસ્થા) પર્યાપ્ત નથી, બલ્કે તેની સાથે આ પણ જરૂરી છે કે મનુષ્યના કાર્યો પણ સારા હોય અને અન્ય લોકોને ધૈર્ય અને સત્ય માટે પ્રેરતા પણ હોય, જેમકે કુર્આનમાં છે -

"કાળના સોગંદ ! મનુષ્ય હકીકતમાં ખોટમાં છે, સિવાય તે લોકોના જેઓ ઈમાન લાવ્યા, અને સદ્કાર્યો કરતા રહ્યા, અને એકબીજાને સત્યની શિખામણ અને ધૈર્યની તાકીદ કરતા રહ્યા." (સૂરઃ અસ્ર)

તે પ્રત્યેક મુસલમાન અને સમગ્ર મુસ્લિમ-સમુદાયનો એક માત્ર આ જીવન-ધ્યેય દર્શાવે છે કે તે સદ્કાર્યો (નેકી)નો આદેશ આપે અને દુષ્કર્મ (બૂરાઈ)થી રોકે. કુર્આનમાં કહેવામાં આવ્યું છે -

"હવે દુનિયામાં તે ઉત્તમ સમુદાય તમે છો, જેને મનુષ્યોના માર્ગદર્શન અને સુધારણા માટે મેદાનમાં લાવવામાં આવેલ છે. તમે ભલાઈની આજ્ઞા

આપો છો, બૂરાઈથી રોકો છો અને અલ્લાહ પર ઈમાન ધરાવો છો."
(સૂરઃ આલે ઈમરાનઃ ૧૧૦)

ઇસ્લામી રાજ્યનો મૂળ ઉદ્દેશ્ય આ જ છે કે ઈશ્વરની ભક્તિ (બંદગી), માનવ-અધિકારોની અદાયગી, અને ભલાઈનો આદેશ આપવો અને બૂરાઈથી રોકવાની વ્યવસ્થા કરવી. કુર્આન કહે છે -

"આ તે લોકો છે જેમને જો અમે ધરતી પર સત્તા પ્રદાન કરીએ તો તેઓ નમાઝ કાયમ કરશે, ઝકાત આપશે, ભલાઈની આજ્ઞા કરશે અને બૂરાઈથી રોકશે." (સૂરઃ હજ - ૪૧)

**૫. વ્યાપક વિકાસ**

હવે પાંચમી વસ્તુ લઈએ. મનુષ્ય બુધ્ધિ અને વિવેક ધરાવે છે. વ્યવહારિક અને વૈચારિક વિકાસ તેની એક મૌલિક આવશ્યકતા છે. તે માત્ર શરીર જ નહિ આત્મા પણ ધરાવે છે. તેને આધ્યાત્મિક વિકાસ પણ જોઈએ. તેનું એક નૈતિક અસ્તિત્વ પણ છે. તેને નૈતિક વિકાસની આવશ્યકતા છે. તેનું એક ભૌતિક અસ્તિત્વ પણ છે, આ દષ્ટિકોણથી પણ તેની ઉન્નતિ આવશ્યક છે. તે એક સામાજિક પ્રાણી છે અને સમાજમાં જીવન વ્યતીત કરે છે. તેને સામાજિક વિકાસ જોઈએ. તે રૂપિયા કમાય છે અને ખર્ચ કરે છે. આર્થિક દૃષ્ટિએ પણ તેનો વિકાસ થવો જોઈએ. તે સત્તા અને વિધાન વગર સામાજિક જીવન વ્યતીત નથી કરી શકતો. તેથી તેના માટે રાજકીય વિકાસ પણ આવશ્યક છે. તે વિભિન્ન રુચિઓ ધરાવે છે, તે વિભિન્ન અભિરુચિઓનો પણ વિકાસ થવો જોઈએ. મનુષ્યને એક એવી જીવન-પ્રણાલીની જરૂર છે, જેમાં તેનો સર્વાંગી વિકાસ થાય, તેના બધા જ પાસાઓની ઉન્નતિ થાય. શું આવી કોઈ જીવન-પ્રણાલી અસ્તિત્વમાં છે ? દર્શન અને વિજ્ઞાનના અંતર્ગત જ્ઞાન અને ચિંતનના વિકાસની વાત તો થાય છે, પરંતુ વાસ્તવિક જ્ઞાન અને વિકાસને બદલે અટકળ અને અનુમાનના જંગલમાં મનુષ્ય ભટકતો રહે છે. રહ્યાં જીવનના અન્ય પાસાઓ તો તેના વિકાસની કોઈ વાત જ કરવામાં નથી આવતી. ધર્મ, જ્ઞાન અને અનુસંધાન ઉપર ભાર આપવાને બદલે સામાન્ય રીતે જ્ઞાન અને બુદ્ધિ વિરુદ્ધની વાતો ઉપર આંખો બંધ કરીને વિશ્વાસ કરી લેવા માટે કહેવામાં આવે છે. ધર્મનિરપેક્ષ

(Secular) પ્રણાલીઓને અધ્યાત્મ અને નૈતિકતા સાથે કોઈ સંબંધ નથી. તે માત્ર આર્થિક અથવા રાજકીય વિકાસના દાવાઓ કરે છે. ધર્મ અધ્યાત્મની ચર્ચા કરે છે, પરંતુ તે અધ્યાત્મના નામે મનુષ્યને એક એવા જંગલમાં છોડી દે છે, જયાંથી તેઓ નીકળી નથી શકતા અને સભ્ય જગતના કોઈ કામના નથી રહેતા. પછી આ ધર્મ ભૌતિક, આર્થિક તેમજ રાજકીય વિકાસમાં મનુષ્યને કામ નથી આવતા. આ જ સ્થિતિ બધા જ ધર્મો અને પ્રણાલીઓની છે. તે માત્ર કેટલાક પાસાઓથી જ મનુષ્ય અને રાષ્ટ્રના વિકાસના દાવાઓ કરે છે, સમસ્ત પાસાઓના વિકાસને આવરી લે તેવો સામાન તેમની પાસે નથી.

આ બધાથી વિપરીત ઈસ્લામ મનુષ્યના વ્યાપક વિકાસની બાંહેધરી આપે છે. તે ધર્મ હોવા છતાં જ્ઞાન અને અનુસંધાનના આધારે માનવ-જાતિનો જ્ઞાનાત્મક અને વૈચારિક વિકાસ કરે છે અને આજના વૈજ્ઞાનિક અને અંતરીક્ષ યુગમાં મનુષ્યની જ્ઞાનાત્મક અને વૈચારિક માર્ગદર્શનની યોગ્યતા ધરાવે છે. તે પ્રભુ સાથે ખરો સંબંધ સ્થાપિત કરીને તેના આધ્યાત્મિક વિકાસનો પ્રબંધ કરે છે. તે વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રને નૈતિકતાના બીબામાં ઢાળે છે અને આ સૌની સાથે તે તેના સામાજિક, આર્થિક, રાજનૈતિક અને અભિરુચિ સંબંધી વિકાસની સામગ્રી ઉપલબ્ધ કરાવે છે. ઈસ્લામ સિવાય કોઈ પણ પ્રણાલી અને કોઈ પણ ધર્મને આ વિશેષતા પ્રાપ્ત નથી.

### ૬. બધા જ મનુષ્યોની સમસ્ત સમસ્યાઓનું સમાધાન

હવે છઠ્ઠી વસ્તુ લઈએ. ભૌતિક પ્રગતિની દૃષ્ટિએ વર્તમાનમાં મનુષ્યને જે સાધન અને સુગમતાઓ ઉપલબ્ધ છે, અગાઉ તે તેને સ્વપ્નમાં પણ પ્રાપ્ત ન હતી. તેમ છતાં આજે દરેક વ્યક્તિ અનેક જટિલ સમસ્યાઓમાં ગ્રસ્ત છે. દરેક પુરુષ, દરેક સ્ત્રી, દરેક સંપ્રદાય, દરેક વર્ગ અને દરેક રાષ્ટ્ર અગણિત સમસ્યાઓમાં ગ્રસ્ત છે. એવું પ્રતીત થાય છે કે સમસ્યાઓનું જંગલ છે, જેમાં માનવ-જાતિ ભટકી રહી છે અને મુક્તિનો કોઈ માર્ગ મળતો નથી. લોકોને વિશ્વાસ હતો કે ધર્મનિરપેક્ષ-લોકતંત્ર (Secular Democracy) તેમની સમસ્યાઓનું સમાધાન કરશે અને તેના કારણે સંસાર સ્વર્ગ બની જશે. પરંતુ આ લોકતંત્રે સંસારને ક્યારેય સમાપ્ત ન થનારી

ઈચ્છાઓ, હિતોના ઘર્ષણ, મૂડીવાદની (લાનત), રાષ્ટ્રવાદી સંઘર્ષો અને સામ્રાજયવાદ (Imperialism)ના ઉપહાર આપ્યા. સૌમ્યવાદ (Communism)એ આગળ વધીને સમસ્યાઓના સમાધાનનો દાવો કર્યો, પરંતુ તે મનુષ્યને પશુના સ્થાને લઈ આવ્યો. તેણે સરકારી મૂડીવાદ અને નિકૃષ્ટતમ્ તાનાશાહી (Dictatorship)ને જન્મ આપ્યો. માનવતાથી તેણે માત્ર ધર્મ અને નૈતિકતાનું જ હરણ નથી કર્યું, બલ્કે વિચારવાની અને બોલવાની સ્વતંત્રતા પણ છીનવી લીધી. પોતાના જ દેશની પ્રજા વિરુદ્ધ મોટા પાયે કતલ, લૂંટફાટ તથા બર્બરતાપૂર્ણ સજાઓનો એવો બખેડો ઊભો કર્યો, જેને સાંભળીને જ મનુષ્યના રૂવાંડા ઊભા થઈ જાય છે, અને બીજા દેશોમાં ષડ્યંત્રો અને યુદ્ધોનું એવા તોફાન સર્જયા, જેમણે બધા જ સામ્રાજયવાદીઓને પાછળ છોડી દીધા.

પછી વાત માત્ર આ નથી કે આ બંને પ્રણાલીઓ સમસ્યાઓના ઉકેલમાં નિષ્ફળ અને સમસ્યાઓને વધારે ગૂંચવી દેનારી છે, બલ્કે આનાથી વધીને વાત આ છે કે જીવનની સમસ્ત સમસ્યાઓના ઉકેલ ક્યાંયથીય પ્રસ્તુત જ નથી કરતી. લોકતંત્ર એક રાજનૈતિક કાર્યપદ્ધતિ છે, તેને વધારેમાં વધારે એક રાજનૈતિક પ્રણાલી કહી શકાય છે. સમગ્ર જીવનની તમામ સમસ્યાઓનો ઉકેલ લોકતંત્રમાં નથી.

આ જ સ્થિતિ કોમ્યુનિઝમની છે. તે વાસ્તવમાં એક આર્થિક પ્રણાલી છે અને તે ઉપરાંત જે કાંઈ છે, પછી તે દ્વન્દ્વવાદી ભૌતિક દર્શન હોય અથવા ઈતિહાસની ભૌતિક વ્યાખ્યા, તેની હેસિયત સમસ્યાઓના ઉકેલની નહીં બલ્કે આર્થિક ઉકેલને ખરી સાબિત કરવાની દલીલો અથવા આર્થિક પ્રણાલીના સ્થંભોની છે. રહી તેની રાજનૈતિક પ્રણાલી તો આ સમયે તેની જે પ્રણાલી પ્રચલિત છે તે એક અભિશાપ છે અને જે રાજકીય ઉકેલનો કોમ્યુનિઝમ વાયદો કરે છે અર્થાત્ આ કે શાસનનો વિભાગ જ જડ-મૂળથી બાકી ન રહે, એ વાયદો ક્યારેય પૂરો થઈ શકશે તેની કોઈ સંભાવના જોવા નથી મળતી. જે હોય તે આપણે આ માનવું પડશે કે કોમ્યુનિઝમની હેસિયત એક આર્થિક પ્રણાલીની છે. આનાથી વધારે કાંઈ નથી. પછી આ આર્થિક પ્રણાલી પણ વ્યક્તિઓના મૂડીવાદને સમાપ્ત કરીને સરકારની અત્યંત ખરાબ

તાનાશાહી મૂડીવાદને જન્મ આપે છે, જેની સામે મજૂર લાચાર થઈ જાય છે, કારણ કે કોમ્યુનિસ્ટ સ્ટેટમાં જનતાને વિરોધ પ્રગટ કરવાનો, હડતાલ, સંગઠન અને પ્રેસ વગેરેની સ્વતંત્રતા પ્રાપ્ત નથી હોતી. તેથી આપણે કહી શકીએ છીએ કે ઇસ્લામ સિવાય આજે એવી કોઈ જીવન-પ્રણાલી અસ્તિત્વમાં નથી, જે જીવનની તમામ સમસ્યાઓનું સમાધાન હોય.

પછી આપણને એક એવી પ્રણાલી જોઈએ જે સમગ્ર મનુષ્યોના ઉચિત અને વાસ્તવિક હિતો અને આવશ્યકતાઓને સામે રાખીને બનાવવામાં આવી હોય. જો કોઈ પ્રણાલી કોઈ વિશેષ સંપ્રદાય, વર્ગ અથવા રાષ્ટ્રને સામે રાખીને બનાવવામાં આવી હોય, તો તેનાથી માનવ-જાતિની સમસ્યાઓનો ઉકેલ તો શું થશે, બલ્કે સ્વયં તે વિશેષ સંપ્રદાય, વર્ગ અથવા રાષ્ટ્રની સમસ્યાઓ પણ હલ નથી થઈ શકતી, કારણ કે આજે સંપૂર્ણ દુનિયા એક એકમ છે. કોઈ રાષ્ટ્ર અલગ થઈને પોતાની સમસ્યાઓનો ઉકેલ નથી મેળવી શકતું, જ્યારે કે અન્ય રાષ્ટ્રોની સમસ્યાઓ ગૂંચવાયેલી પડી હોય. આજના માનવીની મૂળભૂત જરૂરિયાત આ છે કે એક એવી જીવન-પ્રણાલી હોય, જે બધા જ સંપ્રદાયો, જાતિઓ, વર્ગો અને રાષ્ટ્રો અર્થાત્ સંપૂર્ણ માનવ-જાતિની સમસ્ત સમસ્યાઓનું સમાધાન હોય.

શું એવી કોઈ પ્રણાલી અસ્તિત્વમાં છે ? સત્ય આ છે કે માનવીએ આજ સુધી જેટલી પ્રણાલીઓ પ્રસ્તુત કરી છે, તેમાં એવી કોઈ પ્રણાલી નથી. જે બંધારણ અને કાયદાઓ વિભિન્ન કોમોએ ખૂબ જ સમજીને વિચાર કર્યા બાદ રચ્યા છે, તે કોઈ એક કોમ અથવા દેશને સામે રાખીને બનાવવામાં આવ્યા છે અને તેમાં પણ મૂડીવાદી અને શક્તિશાળી વર્ગોના હિતોની રક્ષા કરવામાં આવી છે. સ્વયં આપણા દેશના બંધારણને જોઈ લો. તેણે આપણા દેશની આવશ્યકતાઓને સામે રાખીને શ્રેષ્ઠ મસ્તિષ્કોએ પ્રસ્તુત કર્યું છે. પરંતુ અત્યારે વધારે સમય પણ પસાર નથી થયો કે તેમાં સંશોધન ઉપર સંશોધન કરવાની આવશ્યકતા જણાઈ રહી છે અને છતાં પણ તે જનતાના અધિકારોની સુરક્ષામાં અશક્ત અને પછાત વર્ગોની સમસ્યાઓના ઉકેલમાં નિષ્ફળ છે. જો તે સમસ્યાઓના ઉકેલમાં સફળ પણ થાત તો પણ તેનું કાર્ય ક્ષેત્ર માત્ર ભારત છે. તેની બહારના લોકો અને તેમની સમસ્યાઓ આ

બંધારણની સામે નથી. આ જ સ્થિતિ દુનિયાના તમામ બંધારણ અને કાયદાઓની છે. બધા જ કોમી અને સ્વદેશી છે.

હા, કોમ્યુનિઝમ કોમી અને રાષ્ટ્રીય સરહદોથી ઉપર ઊઠીને સમસ્યાઓને હાથમાં લે છે, પરંતુ તેની સામે પણ બધા જ માનવો નથી, માત્ર મજૂર છે. બાકી રહ્યાં સંસારના ધર્મ, તો ના તો તેઓ સભ્ય જીવન ખાસ કરીને આજના સભ્ય જીવનની સમસ્ત સમસ્યાઓના ઉકેલની ક્ષમતા ધરાવે છે અને ન જ સમગ્ર માનવોને સમાન દરજ્જો આપીને તેમની સમસ્યાઓનો ઉકેલ ઇચ્છે છે.

આ માત્ર ઇસ્લામ જ છે જે કોઈ એક સંપ્રદાય, જાતિ, વર્ગ અને રાષ્ટ્રને બદલે સમગ્ર ધરતી ઉપર વસનારા બધા જ માનવોને સમાન રૂપે સામે રાખે છે અને તેમની સમસ્ત સમસ્યાઓનો ન્યાયસંગત અને વ્યવહારિક ઉકેલ પ્રસ્તુત કરે છે. એવો ઉકેલ જે સાડી ચૌદસો વર્ષ અગાઉ પણ ન્યાયસંગત અને વ્યવહારિક હતો અને એ યુગની સમસ્યાઓનો શ્રેષ્ઠ ઉકેલ સાબિત થયો અને આજના અણુ અને અંતરિક્ષના યુગની જટિલ સમસ્યાઓનો પણ ન્યાયસંગત અને વ્યવહારિક ઉકેલ છે. આ જ છે એક માત્ર વ્યાપક, સર્વતોમુખી, ન્યાયસંગત અને વ્યવહારિક સમસ્ત માનવોને માટે ઈશ્વરીય ઉકેલ.

### ૭. માનવ-એકતા

હવે માનવ-એકતાને લઈએ. આ એક જાહેર સત્ય છે કે સમગ્ર ધરતી એક છે, માનવ-જાતિ એક છે, માનવ-જાતિનું હિત પણ એક જ છે. આ સત્યતાની આજથી અગાઉ આટલી વધારે અનુભૂતિ કરી શકાય તેમ ન હતી કારણ કે કોમો અલગ-અલગ પડેલી હતી અને તેમનો એકબીજા ઉપર વધુ પ્રભાવ પડતો ન હતો. હા, જયારે કોઈ મહાન વિજેતા અથવા મહાન સમાજ સુધારક જન્મતો હતો તો અવશ્ય આ અંતર ઘટી જતું હતું અને દૂરના દેશો એકબીજાની નજીક આવી જતાં હતાં. આજે વાહન-વ્યવહારના તીવ્ર-ઝડપના સાધનોએ પૂરી દુનિયાને એક કરી દીધી છે. થોડાક જ કલાકોમાં આપણે દૂર-દૂરના સ્થળોએ પહોંચી શકીએ છીએ.

જન સંચાર-સાધનોની સ્થિતિ આ છે કે ઇંગ્લેન્ડથી જ નહિ અમેરિકાથી

પણ આપણે એ જ ક્ષણે સમાચાર અને ભાષણ વગેરે સાંભળી શકીએ છીએ, જે ક્ષણે તે પ્રસારિત થાય છે. ઘાતક અને તીવ્ર-ગતિના હથિયારોએ સંપૂર્ણ દુનિયાને એક ખતરનાક વળાંક ઉપર લાવીને ઊભી કરી દીધી છે. બે દેશોના પારસ્પરિક સંઘર્ષનો પૂરી દુનિયા ઉપર પ્રભાવ પડે છે. કોઈ પણ સમયે કોઈ એક સ્થાન ઉપર થનારો સંઘર્ષ મહાશક્તિઓની મૂર્ખતાને કારણે વિશ્વ-યુદ્ધ અને પરમાણુ યુદ્ધનું સ્વરૂપ ધારણ કરી શકે છે. વિકસિત, પ્રગતિશીલ અને પછાત દેશોના હિતોનો સંઘર્ષ વિશ્વ-સ્થિતિ અને પરમાણું યુદ્ધનું સ્વરૂપ ધારણ કરી શકે છે. વિકસિત, પ્રગતિશીલ અને પછાત દેશોના હિતોનો સંઘર્ષ વિશ્વ-સ્થિતિને (ખરાબથી ખરાબ) કરી રહ્યો છે અને વિશ્વની મોટી અને સામ્રાજયવાદી શક્તિઓ પોતાના હિતોને માટે વિશ્વના દેશોને યુદ્ધના ભયંકર ખાડામાં ધકેલીને દુરાગ્રહ કરી રહી છે. આજે વિભેદ અને સંઘર્ષને કારણે એટલા અવસર ઉત્પન્ન થઈ ગયા છે જે અગાઉ ક્યારેય ન હતા, ન જ પારસ્પરિક સંઘર્ષના પરિણામ આટલા ખતરનાક હતા. આજે માનવ-જાતિની એકતા અને એકતાને બનાવી રાખવાના સાધનો અને પ્રેરકોની જેટલી આવશ્યકતા છે એટલી ક્યારેય ન હતી. પરંતુ દુર્ભાગ્યની વાત આ છે કે દુનિયાની વિભિન્ન પ્રણાલીઓ અને ધર્મોની પાસે ફૂટ અને સંઘર્ષને વધારવાના સાધનો તો છે, એકતા જન્માવવાની કોઈ વ્યવસ્થા નથી.

ઈસ્લામ પાસે માનવ-એકતાની સ્થાપના કરવા માટે ચાર સ્વાભાવિક અને મજબૂત આધાર છે. તે આધાર આ છેઃ એક પ્રભુ એક માનવી, એક પ્રણાલી, અને એક હિત. એક ઈશ્વર જે સંપૂર્ણ જગત અને સમસ્ત માનવ-જાતિને પેદા કરનારો, માલિક, પાલનહાર અને શાસક છે. તેને માલિક અને શાસક માનીને તેની બંદગી અને આજ્ઞાપાલન કરવું, તે સ્વાભાવિક આધાર છે, જેની ઉપર માનવજાતિ એક થઈ શકે છે. બધા જ મનુષ્ય એક માતા-પિતા આદમ અને હવ્વાની સંતાન છે. એટલા માટે તેઓ વિભિન્ન દેશો અને જાતિઓ સાથે સંબંધ હોવા છતાં એક જ પરિવારના સભ્યો છે. તેમનું કલ્યાણ વિભિન્ન અને પરસ્પર વિરોધી જીવન-પ્રણાલીને અપનાવવામાં નથી. આ પ્રણાલીઓ તો અપૂર્ણ અને ઘાતક છે અને એકબીજાની પ્રતિકૂળ પણ. તેમનું કલ્યાણ તો આમાં છે કે એક ઈશ્વરે આપેલી જીવન-પ્રણાલીને ગ્રહણ કરે, જે સમગ્ર મનુષ્ય જાત માટે ન્યાય, સર્વતોમુખી ઉન્નતિ અને

લોક-પરલોકની સફળતાની બાંહેધરી આપે છે. સર્વ મનુષ્યનું વાસ્તવિક હિત એક જ છે અને તે છે પરલોકની શાશ્વત સફળતા અને ઈશ્વરીય પ્રસન્નતાની પ્રાપ્તિ, જે નિષ્ઠાભાવથી ઈશ્વરની બંદગી અને તેના આદેશોનું અનુસરણ કરવાથી પ્રાપ્ત થાય છે. આના પરિણામે વ્યક્તિઓ, સંપ્રદાયો, વર્ગો અને કોમોના જીવનમાં એક સુધારણા આવી જશે કે તેઓ પોતાના ઉચિત-અનુચિત હિતોને માટે યુદ્ધ અને સંઘર્ષ કરવાને બદલે, એકબીજાના અધિકારોની બજવણીને પોતાનું પ્રિય કર્તવ્ય સમજશે અને દાનશીલતા અને ત્યાગનું વલણ અપનાવીને માનવીની સેવાના માર્ગ ઉપર ચાલી નીકળશે, કારણ કે એમાં જ તેમને લોક-પરલોકની સફળતા પ્રાપ્ત થશે.

## ૮. સુખ અને શાંતિ

હવે સુખ અને શાંતિને લઈએ. આ વસ્તુનો આજે સમગ્ર વિશ્વમાં અભાવ છે. નિર્ધન અને પછાત દેશના લોકો પોતાની મુશ્કેલીઓના કારણે બેચેનીનો ભોગ બની રહ્યાં છે, પરંતુ જે અત્યંત પ્રગતિશીલ અને ધનવાન દેશ છે તેમાં પણ ઓછી બેચેની નથી. રશિયાના અસાધારણ પ્રતિબંધોથી હેરાન થઈને લોકો એવા દેશોમાં શરણ લેવા પર વિવશ હતાં. કે જ્યાં તેઓ સ્વતંત્ર રીતે શ્વાસ લઈ શકે અને કામ અને વિચારની આઝાદી પામી શકે. અમેરિકાના લખપતિ અને કરોડપતિના સંતાનો હિપ્પીઓના રૂપમાં શાંતિની શોધમાં જ્યાં ત્યાં ફરી રહ્યાં છે. પાશ્ચાત્ય દેશોમાં નૈતિક, સામાજિક, આર્થિક અને રાજનૈતિક સમસ્યાઓ પૂર્વના દેશોથી ઓછી નથી. કેટલીક બાબતોમાં આ દેશોની સ્થિતિ પૂર્વથી પણ વધારે ખરાબ છે. એક માનવી બીજા માનવી ઉપર વિશ્વાસ રાખ્યા વગર જીવન વ્યતીત નથી કરી શકતો, પરંતુ લોકોનું ચરિત્ર એટલું બગડી ગયું છે કે તેમની ઉપર વિશ્વાસ કરવો સ્વયંને ધોખો આપવા સમાન છે. પ્રેમ અને સેવાનું સ્થાન ઘૃણા, સ્વાર્થ અને અવિશ્વાસે લઈ લીધું છે. દરેકને પોતાની જ પડી છે. ઘર, જ્યાં મનુષ્યને શાંતિ મળતી હતી, હવે ત્યાં બેચેની વધી રહી છે. પતિ અને પત્ની, મા-બાપ અને સંતાન અને ભાઈ-ભાઈમાં પ્રેમ અને વફાદારીનો સંબંધ નથી રહ્યો, જેનાથી શાંતિની દોલત મળતી હતી. પશ્ચિમમાં તો પારિવારીક વ્યવસ્થા તદ્દન અસ્તં-વ્યસ્ત થઈ ચૂકી છે અને પ્રેમ તથા વફાદારી નામ માત્રની પણ

બચી નથી. જૂઠ, ધોખો, બેવફાઈ ષડ્યંત્ર, તડ-જોડ, શોષણ, અત્યાચાર અને ગદ્દારી જેવી વસ્તુઓએ મહામારીનું રૂપ ધારણ કરી લીધું છે. આ જ વસ્તુના પરિણામ સ્વરૂપ આ દુનિયા બેચેની અને અશાંતિનો ગઢ બની ગઈ છે. સાંસારિક હિતો, ભોગ-વિલાસ અને રાગ-રંગની લાલસા વધતી જ જઈ રહી છે અને તે કોઈ પણ સીમા ઉપર રોકાવવાનું નામ જ નથી લઈ રહી. આ ઇચ્છાઓ અને મનોકામનાઓની પૂર્તિ નથી થતી અને નથી થઈ શકતી. પરિણામ સ્પષ્ટ છે. દરેક મન વ્યાકુળ છે અને સંપૂર્ણ દુનિયા બેચેનીનું પારણું બની ચૂકી છે.

**હઝારોં ખ્વાહિશેં ઐસી કે હર ખ્વાહિશ પે દમ નિકલે**
**બહોત નિકલે મેરે અરમાં લેકિન ફિર ભી કમ નિકલે**

પરલોકની સ્થાયી કૃપાઓનો પ્રાપ્ત થવાનો વિશ્વાસ, દુનિયાથી વંચિતતા અને દુઃખોની અનુભૂતિ ઓછી કરી શકે છે, પરંતુ આ વિશ્વાસ પણ હવે તો બિલકુલ સમાપ્ત થઈ ગયો છે અથવા અફસોસજનક હદ સુધી અશક્ત થઈ ગયો છે. ઈશ્વરનું સ્મરણ, તેનાથી પ્રેમ અને તેની ઉપર વિશ્વાસ, મુશ્કેલીઓમાં અસાધારણ સાંત્વનાનું કારણ સિદ્ધ થાય છે, પરંતુ આજનો માનવી આ કૃપાઓથી બિલકુલ વંચિત છે. આ જ કારણે સુખ અને શાંતિ પણ તેના નસીબમાં નથી અને દુનિયામાં તે ઈશ્વરની સૌથી મોટી દેણ હતી, જેનાથી આજનો મનુષ્ય વંચિત થઈ ગયો છે.

મનુષ્ય સુખ અને શાંતિ એ સમયે પ્રાપ્ત કરી શકે છે, જ્યારે તેને વાસ્તવિક સ્વતંત્રતા પ્રાપ્ત હોય, તેને આદર અને સન્માન પ્રાપ્ત હોય, તેને ન્યાય મળી રહ્યો હોય. માનવ-સમાજ નૈતિક મૂલ્યો ઉપર સંગઠિત હોય. લોકો ચારિત્રવાન અને વિશ્વાસને લાયક હોય, તેમનામાં પરસ્પર ભાઈ-ચારો અને પ્રેમ જોવા મળતો હોય, તેઓ એકબીજાના સુખ-દુઃખમાં સહભાગી થતા હોય અને એકબીજાનો સહારો બનતા હોય. પ્રત્યેક વ્યક્તિને માટે વ્યાપક વિશ્વાસના અવસર ઉપલબ્ધ હોય. સમગ્ર મનુષ્યની સમસ્ત સમસ્યાઓ હલ થતી હોય. લોકોની વચ્ચે સંઘર્ષ અને ઘર્ષણને બદલે સમાધાન અને સહયોગ, એકતા અને મેળ-મેળાપનું વાતાવરણ જોવા મળતું હોય. સાંસારિક લાભોમાં પડવાને બદલે તેમની વાસ્તવિક ઇચ્છા ઈશ્વરની પ્રસન્નતા અને પરલોકની શાશ્વત સફળતા પ્રાપ્ત કરવાની હોય. પ્રભુનું સ્મરણ અને તેનો

પ્રેમ તેમના હૃદયમાં પરિપૂર્ણ હોય. મનુષ્યને પૂરો વિશ્વાસ હોય કે ઈશ્વર જ તેનો સહાયક અને મુશ્કેલીઓને દૂર કરનાર છે. તેને તેની કૃપા અને મદદનો પૂરેપૂરો વિશ્વાસ હોય અને તેને પૂરી આશા હોય કે તેના સત્કર્મોનો બદલો તેનો ઈશ્વર ચોક્કસ આપશે. આ બધી જ કૃપાઓ ઇસ્લામ અને માત્ર ઇસ્લામ મનુષ્યને પ્રદાન કરે છે. કુર્આનમાં છે -

"અલ્લાહનું સ્મરણ જ એ વસ્તુ છે જેનાથી હૃદયોને સંતોષ પ્રાપ્ત થતો હોય છે." (સૂરઃ રઅ્દ - ૨૮)

"અલ્લાહથી જોડાઈ જાવ. તે છે તમારો સંરક્ષક, ખૂબ જ સારો છે તે સંરક્ષક અને ખૂબ જ સારો છે તે સહાયક!" (સૂરઃ હજ - ૭૮)

**૯. ઈશ્વરની પ્રસન્નતા**

માનવીની સફળતાનો એક અતિ મહત્ત્વપૂર્ણ આધાર આ છે કે તેનો સૃષ્ટા, સ્વામી, પાલનહાર અને શાસક, ઈશ્વર તેનાથી પ્રસન્ન થાય. એ ઈશ્વર જે દુનિયાની બધી ને'મતોનો પેદા કરનારો અને માલિક છે. જેના હાથમાં મનુષ્યનું ભાગ્ય અને તેની ઇજ્જત તેમજ અપમાન છે, જેના અધિકારમાં લોકો અને રાષ્ટ્રોનું ઉત્થાન અને પતન છે. માનવીને જે કાંઈ મળે છે તેના આપવાથી જ મળે છે અને તેના છીનવી લેવાથી છીનવાઈ જાય છે. તે જો કોઈ મનુષ્યને આપવા ન ઇચ્છે તો કોઈ તેને આપી નથી શકતું અને જો તે કોઈને આપવા ઇચ્છે તો, કોઈ તેને વંચિત કરવાવાળો નથી. તે ઈશ્વરની પ્રસન્નતા સંસારમાં માનવીનો સૌથી મોટો સહારો મન તથા આત્માની શાંતિનો સૌથી મોટો સ્રોત છે.

ઈશ્વરની પ્રસન્નતા કેવી રીતે પ્રાપ્ત થશે? તેનો એક જ જવાબ છે અને તે આ કે આપણે વાસ્તવમાં તેની પ્રસન્નતાના ઇચ્છુક હોઈએ. આપણી બધી ભાગ-દોડનો મુખ્ય ઉદ્દેશ્ય તેને પ્રસન્ન કરવાનો હોય. આપણે દુનિયામાં એ જ કાર્યો કરીએ, જેને આપણો પ્રભુ પસંદ કરતો હોય, અને એવા કર્યોથી દૂર ભાગીએ જેને તે પસંદ ન કરતો હોય. અર્થાત્ આપણે આપણા જીવનને તેની પ્રસન્નતા અને દીન (જીવન સિદ્ધાંત)ના બીબામાં ઢાળીએ, જે મનુષ્યની સાંસારિક સફળતા અને પારલૌકિક મુક્તિની બાંહેધરી આપે છે.

હવે પ્રશ્ન આ ઉદ્‌ભવે છે કે ઈશ્વરીય ધર્મ અંતે છે ક્યાં ? અહીંયાં આવીને સામાન્ય માનવી મુશ્કેલીમાં પડી જાય છે. તે જુએ છે કે સંસારમાં અને તેના પોતાના દેશમાં અનેક ધર્મ જોવા મળે છે અને તેમાંથી દરેક પોતાને સત્ય ઘોષિત કરે છે. માનવી તેમાંથી કોને સત્ય અને ઈશ્વરીય ધર્મ તરીકે સ્વીકાર કરે. કેટલાક લોકો ધર્મના આ જંગલને જોઈને ધર્મનો જ ઇનકાર કરી દે છે અને ઈશ્વરથી સ્વતંત્ર થઈને જીવન વ્યતીત કરવામાં પોતાની સુરક્ષા સમજે છે. પરંતુ જો કોઈ ઈશ્વર છે અને તે આ જગતનો સૃષ્ટા, સ્વામી, પાલનહાર અને શાસક છે, તો આ સફળતાનો માર્ગ નથી. જાહેર નિષ્ફળતા અને તબાહીનો માર્ગ છે અને સત્ય આ છે કે ઈશ્વરના ઇનકાર અને ભૌતિકવાદ માટે હવે કોઈ આધાર બાકી નથી. વિજ્ઞાનની નવીનતમ શોધો અને માનવીય અનુભવો અને વિચારોએ વાસ્તવિકતાના ઇનકારને અસંભવ બનાવી દીધા છે. બધા જ આધાર ધરાશાયી થઈ ગયા છે અને ઈશ્વરનો ઇનકાર વિજ્ઞાન, બુદ્ધિ, અનુભવ, દરેક વસ્તુનો ઇનકાર છે.

કેટલાક લોકો આ ઝંઝટથી બચવા માટે આ સલાહ આપે છે કે જે રીતે મનુષ્યનું મન ઇચ્છે તે રીતે તે ઈશ્વરથી મન લગાવે અને પોતાના અંતરાત્માના અવાજનું પાલન કરે. પરંતુ પ્રથમ વાત તો આ છે કે અંતરાત્માનો અવાજ ખૂબ જ ધીમો હોય છે, જેને દરેક વ્યક્તિ સાંભળી નથી શકતી, બીજું આ અવાજ એકબીજાથી ભિન્ન પણ હોઈ શકે છે અને સાથે જ તે મનુષ્યની પોતાની ઇચ્છાઓ, વિચારો અને અનુમાનોથી પ્રભાવિત પણ થાય છે. આ રીતે આ તો ઈશ્વરની ઇચ્છા મુજબ નહીં બલ્કે પોતાની ઇચ્છા મુજબ ચાલવું થયું. આ ઈશ્વરના ધર્મ અને તેના વિધાનોનું નહીં, પોતાના વિચારો અને અનુમાનોનું અનુસરણ થયું. આ નીતિને અપનાવીને આપણે કઈ રીતે આ આશા કરી શકીએ છીએ કે આપણો પ્રભુ આપણાથી પ્રસન્ન થશે. ઈશ્વર તો આપણાથી એ સમયે પ્રસન્ન થશે, જયારે આપણે એકાગ્ર-ચિત્ત થઈ તેની ઇચ્છા મુજબ ચાલીએ અને પોતાનો અથવા અન્ય મનુષ્યોના વિચારો અને અનુમાનોનું અનુસરણ કરવાને બદલે તેના દ્વારા મોકલેલા ધર્મ અને તેના દ્વારા નિર્મિત વિધાનનું પાલન કરીએ અને આ વાત આપણને ખબર પણ છે કે ઈશ્વર પોતાના સર્વશ્રેષ્ઠ બંદાઓ દ્વારા પોતાની ઇચ્છાથી મનુષ્યને વાકેફ કરાવતો રહ્યો છે અને પોતાના સંદેશવાહકો દ્વારા પોતાનો ધર્મ

માનવજાતિ સુધી પહોંચાડતો રહ્યો છે. આ ધર્મને અપનાવવાને બદલે પોત-પોતાના વિચારો અથવા અંતરમનના અવાજને અપનાવવાનું પરિણામ આના સિવાય બીજું શું આવશે કે કોઈ જીવન-પ્રણાલી તો સ્થાપિત નહીં થઈ શકે, પરંતુ ઈશ્વર અને ધર્મના નામે લોકો વિભિન્ન અને વિપરીત માર્ગો અપનાવશે અને માનવ-સમાજ, હિંસા અને અવ્યવસ્થામાં ગ્રસ્ત થઈ જશે, જેમકે આજે આપણે આપણા દેશ ભારતવર્ષમાં જોઈ રહ્યાં છીએ.

આ વાત કોઈ પણ રીતે બુદ્ધિમાં નથી આવતી કે ઈશ્વરે માનવ-જાતિના માર્ગદર્શન અને તેની સાંસારિક અને પારલૌકિક સફળતા માટે અનેક એવા ધર્મ મોકલ્યા હોય જે પરસ્પર ભિન્ન અને એકબીજાથી વિપરીત હોય. આ વસ્તુ ઈશ્વરની તત્ત્વદર્શિતા, તેના ન્યાય અને દયાલુતા બધાની વિરુદ્ધ છે. નિઃસંદેહ તેણે માનવજાતિને કોઈ એક જ માર્ગ બતાવ્યો હશે અને એક જ સત્ય ધર્મ હશે, જે તેણે મનુષ્યની સફળતા અને કલ્યાણને માટે મોકલ્યો હશે. આપણે જો વાસ્તવમાં આલોક-પરલોક બંન્નેમાં સફળતા અને કલ્યાણ ઇચ્છીએ છીએ અને આ સંબંધમાં તદન ગંભીર અને એકાગ્રચિત્ત છીએ, તો આપણે આપણા વિચારો અને સમય આ મહાન અને મૌલિક ઉદ્દેશ્યમાં લગાવવા પડશે કે ઈશ્વરની પ્રસન્નતા કઈ વસ્તુમાં છે અને તેના દ્વારા મોકલેલો સત્ય ધર્મ ક્યાં છે ?

આપણે કેવી રીતે જાણીએ કે ફલાણો ગ્રંથ ઈશ્વરનો ગ્રંથ છે અને ફલાણો કાયદો ઈશ્વરીય કાયદો છે. તેની ઓળખ આ છે કે -

- તે સ્પષ્ટ શબ્દોમાં સ્વયં જાહેરાત કરે કે તે ઈશ્વરીય ગ્રંથ છે અને તેમાં જે કાયદા-સિદ્ધાંતો છે, તે ઈશ્વરીય કાયદા-સિદ્ધાંતો છે.
- તેમાં કોઈ વસ્તુ જ્ઞાન અને બુદ્ધિની વિરુદ્ધ ન હોય.
- તેમાં કોઈ વસ્તુ સભ્યતા અને શિષ્ટતાના સ્તરથી નીચે ન હોય અને અશ્લીલ ન હોય.
- તે વંશ, વર્ણ, દેશ, ભાષા અને વ્યવસાયના આધારે મનુષ્યોમાં ભેદભાવ પસંદ ન કરે.
- તે મનુષ્યના સર્વાંગી વિકાસની બાંહેધરી આપે.

• તે સર્વ મનુષ્યોની સમસ્ત જીવન-સમસ્યાઓનો ઉકેલ હોય.

• તેના અનુસાર વ્યક્તિ, સમાજ અને રાજયનું જે નિર્માણ થતું હોય, ઇતિહાસ સાક્ષી હોય કે તે એક વ્યવહારિક જીવન-પ્રણાલી છે અને મનુષ્યોની સમસ્યાઓનો ઉકેલ, તેના હિત તેમજ કલ્યાણનું કારણ પણ છે.

• તે કોઈ વિશેષ યુગમાં નહિ, દરેક યુગમાં વ્યવહાર યોગ્ય અને જીવન-સમસ્યાઓનો ઉકેલ હોય અને આજે પણ હોય.

• તે સ્પષ્ટ શબ્દોમાં જાહેરાત કરે કે ઈશ્વરની પ્રસન્નતા તેના પાલનમાં છે અને તેને નહીં અપનાવવાનું પરિણામ તેની નારાજગી અને ક્રોધના સ્વરૂપમાં પ્રગટ થશે.

• તે સુરક્ષિત અને પ્રમાણિક સ્વરૂપમાં ઉપસ્થિત હોય.

આ દસ કસોટીઓ છે, અવલોકન કરીને જુઓ કે કયું પુસ્તક અને ધર્મ આની ઉપર ખરા ઊતરે છે.

જૈન ધર્મ જગત-સૃષ્ટાનો ઇનકાર કરે છે, એટલા માટે તે આ સૂચિમાં નથી આવતો.

ગૌતમ બુદ્ધ સ્પષ્ટ રીતે ઈશ્વરનો ઇનકાર નથી કરતા, પરંતુ તે ઈશ્વર અને તેના સિદ્ધાંતોથી મુક્ત થઈને જીવંનના દુઃખોનો ઉપચાર કરવા માંગે છે. પછી આ બંને ધર્મ સંસાર-ત્યાગ અને સન્યાસનું શિક્ષણ આપે છે. એટલા માટે જીવનની સમસ્યાઓના ઉકેલ માટે કોઈ જીવન-પ્રણાલી તેમની પાસે નથી.

હિંદુ ધર્મના મૂળ ગ્રંથ 'વેદ' આ દાવો નથી કરતો કે તે ઈશ્વર દત્ત છે. તેના મંત્રોના દરેક સંકલનની સાથે એ ઋષિનું નામ હોય છે, જેમણે તેની રચના કરી હોય છે. કેટલાક મંત્રોની અંદર જ ઋષિનું નામ મળે છે. ઋષિ જો પુરુષ હોય તો ક્રિયા પુરુષ લિંગમાં છે, જો ઋષિ સ્ત્રી છે તો સ્ત્રીલિંગમાં છે. આ એ વાતની સાબિતી છે કે વેદ ઈશ્વરની નહિ અનેક ઋષીઓની રચના છે.

'વેદો' માં સંપૂર્ણ જીવન માટે કોઈ પ્રણાલી નથી. સ્મૃતિઓમાં કાયદા-સિદ્ધાંતોનું વર્ણન થયેલું છે, પરંતુ એ કાયદા-સિદ્ધાંતોને ઈશ્વરીય સિદ્ધાંત માનવામાં નથી આવતા. સ્મૃતિઓમાં પરસ્પર મતભેદ પણ છે અને પછી આ સ્મૃતિઓના કાયદા-સિદ્ધાંતો ન જ ન્યાય સંગત છે અને ન જ સંતુલિત અને ન જ આજની જટિલ સમસ્યાઓનો ઉકેલ છે. આજનો હિંદુ સમાજ પણ તેનું અનુસરણ નથી કરી શકતો. ઊંચ-નીચ અને આભડ-છેટના ઘાતક રોગ સ્મૃતિઓના સિદ્ધાંતોની જ દેણ છે.

પ્રાચીન નિયમોના પુસ્તક અર્થાત્ તૌરાતના મૂળભૂત કાયદા-સિદ્ધાંત કુર્આન સાથે મેળ ખાય છે, પરંતુ તેના વિસ્તૃત સિદ્ધાંતો વ્યર્થ અને આજની જટિલ સમસ્યાઓના ઉકેલની દ્રષ્ટિએ નિરર્થક છે. નવીન નિયમોના પુસ્તક અર્થાત્ ઇન્જીલો માત્ર નૈતિક શિક્ષણ ઉપર આધારિત છે, અને જીવન-પ્રણાલી અને કાયદાઓથી તદ્દન ખાલી છે.

દુર્ભાગ્યવશ વર્તમાન સમયમાં કુર્આન સિવાય અન્ય ધાર્મિક પુસ્તકો જે સ્વરૂપમાં ઉપલબ્ધ છે, તેમાં અનેક વાતો જ્ઞાન અને બુદ્ધિથી વિપરીત છે અને સભ્યતા તથા શિષ્ટતાના સ્તરથી નીચે છે. કુર્આન સિવાય કોઈ અન્ય ધાર્મિક પુસ્તક સુરક્ષિત અને પ્રમાણિક સ્વરૂપમાં ઉપલબ્ધ નથી, ન વેદ, ન બાઇબલ, ન મહાવીર સ્વામી અને ન જ ગૌતમ બુદ્ધનું શિક્ષણ-ઇતિહાસ આપણને આ પણ નથી જણાવતું કે વેદ, બાઇબલ અને અન્ય ધાર્મિક પુસ્તકોના શિક્ષણના આચરણના ફળસ્વરૂપ કેવા માનવી અને કેવા સમાજનું ઘડતર થયું અને કેવા પ્રકારના રાજ્યનું નિર્માણ થયું. ધર્મોનો ઇતિહાસ સામાન્ય રીતે વાર્તાઓ અને કથાઓમાં ગુમ છે અને ઉચ્ચ ધાર્મિક ગુરૂઓ, અવતારો અને દેવતાઓ તથા બાઇબલના ઈશદૂત અને પેશવાઓના જીવન જે રીતે પ્રસ્તુત કરવામાં આવ્યા છે, તે નૈતિક દૃષ્ટિએ અત્યંત ઘૃણાસ્પદ છે. બુદ્ધિ આ સ્વીકારવા માટે તૈયાર નથી કે આ મહાન વિભૂતિઓ આટલા નિમ્ન સ્તરની હોઈ શકે છે.

- માત્ર કુર્આન જ એ પુસ્તક છે, જે આરંભથી અંત સુધી એક વાર નહીં અનેક વાર સ્પષ્ટ શબ્દોમાં જાહેરાત કરે છે કે હઝરત મુહમ્મદ ﷺ ઈશ્વરના ઈશદૂત (સંદેશવાહક) છે, કુર્આન ઈશ્વરીય ગ્રંથ છે અને ઇસ્લામ

ઈશ્વર દ્વારા અવતરિત કરાયેલ સત્ય ધર્મ છે.

- કુર્આનમાં બુદ્ધિ તથા જ્ઞાન અને સભ્યતા તેમજ શિષ્ટતાની વિરુદ્ધ કોઈ વાત જોવા નથી મળતી.
- કુર્આન વંશ, દેશ, રંગ, ભાષા અથવા વ્યવસાયના આધારે મનુષ્યોમાં કોઈ ભેદભાવ નથી કરતું.
- ઈસ્લામી જીવન-પ્રણાલી મનુષ્યના સર્વાંગી વિકાસની બાંહેધરી આપે છે અને તે સમગ્ર મનુષ્યોની સમસ્ત જીવન સમસ્યાઓનો ઉકેલ છે.
- ઈતિહાસના પ્રમાણિક રેકોર્ડથી સાબિત છે કે ઈસ્લામી શિક્ષણના અનુસરણના ફળસ્વરૂપ લાખો વ્યક્તિઓ આદર્શ વ્યક્તિ બની ગયાં, જે સમાજની રચના થઈ તે શ્રેષ્ઠ અને આદર્શ સમાજ હતો અને જે રાજ્યનું નિર્માણ થયું, તે આદર્શ અને માનવ-ઈતિહાસનું શ્રેષ્ઠ રાજ્ય હતું, જેનાથી મનુષ્યોનો સર્વ-વ્યાપી વિકાસ થયો અને તેમની સમસ્ત સમસ્યાઓ ઉકેલાઈ ગઈ.
- આજે પણ આપણે ઈસ્લામી પ્રણાલીને વ્યવહારિક અને સમગ્ર મનુષ્યોની સમસ્ત સમસ્યાઓના ઉકેલના રૂપમાં જોઈએ છીએ.
- કુર્આન સ્પષ્ટ શબ્દોમાં વારંવાર એલાન કરે છે કે ઈસ્લામ જ સત્ય ધર્મ છે, ઈશ્વરીય પ્રસન્નતા તેનો સ્વીકાર કરીને તેનું પાલન કરીને પ્રાપ્ત થશે, તેના અસ્વીકારનું પરિણામ ઈશ્વરની નારાજગી અને યાતનાના સ્વરૂપમાં પ્રગટ થશે.
- માત્ર આ જ નહીં કે કુર્આન તેના મૂળ શબ્દોમાં અને પ્રમાણિક સ્વરૂપમાં ઉપલબ્ધ છે, બલ્કે તેની વિસ્તૃત વ્યાખ્યા પણ "સુન્નત" (ઈશદૂતની જીવન-ચર્યા) સ્વરૂપમાં સુરક્ષિત છે. કુર્આનને લાવનાર નબી ﷺ ની જીવની પણ સમગ્ર વિસ્તાર સાથે સુરક્ષિત છે. આ શિક્ષણને અપનાવી લેવાથી જેવા માનવીઓ બન્યા, જેવો સમાજ રચાયો, જેવા રાજ્યનું નિર્માણ થયું-આ બધી વાતો કથાઓ અને વાર્તાઓમાં નથી, ઈતિહાસના પ્રમાણિક રેકોર્ડના સ્વરૂપમાં સુરક્ષિત છે.

## ૧૦. પરલોકની શાશ્વત સફળતા

હવે અંતિમ, પરંતુ સૌથી મહત્ત્વપૂર્ણ વસ્તુને લઈએ. જો મૃત્યુ છે અને મૃત્યુ પછી ઈશ્વરની સમક્ષ ઉપસ્થિત થવાનું છે અને નિ:સંદેહ ઉપસ્થિત થવાનું જ છે, જો કર્મોના હિસાબ પછી પુરસ્કાર અને સજા છે, સ્વર્ગ-નર્ક છે, શાશ્વત જીવનમાં અસીમ, સ્થાયી અને અપાર ને'મતો (કૃપાઓ) છે અથવા ભયંકર, પીડાદાયક અને અપમાનિત કરનારી યાતના-અને આ બધું પણ સત્ય છે-તો પ્રત્યેક વ્યક્તિ, પ્રત્યેક સમાજ અને સંપૂર્ણ માનવ-જાતિની સૌથી મૌલિક સમસ્યા આ છે કે તેને પરલોકની શાશ્વત સફળતા પ્રાપ્ત થાય અને તેને સ્થાયી અને પીડાદાયક યાતનાથી મુક્તિ મળે અને તે જ પ્રણાલી માનવતાની તરફેણમાં કાયમી સમજવામાં આવશે, જે માનવજાતિને પરલોકની શાશ્વત સફળતાની પ્રાપ્તિ અને સ્થાયી યાતનાથી મુક્તિનો માર્ગ દેખાડે.

સંસારની અસ્થાયી સફળતા હોય અથવા પરલોકની સ્થાયી સફળતા, આ બંને જ અવિનાશી ઈશ્વરના હાથમાં છે, અને ઈશ્વરની ઇચ્છા અને તેના દ્વારા અવતરિત કરેલ સત્ય-ધર્મ ઇસ્લામનું પાલન કરીને જ આપણે સંસાર અને પરલોકની સફળતા તેમજ મુક્તિ પ્રાપ્ત કરી શકીએ છીએ.

આ છે ઇસ્લામ-ઈશ્વરની સૌથી મોટી કૃપા-માનવ-જાતિને માટે દયાળુતા તેમજ કૃપાઓથી પરિપૂર્ણ જીવન-પ્રણાલી.

ઇસ્લામનું શિક્ષણ આ છે કે માત્ર એક ઈશ્વરની ભક્તિ (બંદગી) અને પૂજા કરો, તેના સિવાય અન્ય કોઈ પૂજ્ય અને બંદગીને યોગ્ય નથી, તેના મોકલેલા સર્વ ઈશદૂત અને સંદેશવાહકો ઉપર, જેની અંતિમ કડી હઝરત મુહમ્મદ ﷺ છે, અને બધા જ ઈશ્વરીય ગ્રંથો ઉપર, અને અંતિમ ઈશ-ગ્રંથ કુર્આન ઉપર ઈમાન (આસ્થા) ધરાવો, અને ઈશ્વરે મોકલેલા ધર્મ "ઇસ્લામ"ને, જે પ્રત્યેક યુગમાં માનવની સફળતા અને કલ્યાણ માટે આવ્યો છે અને જે હઝરત મુહમ્મદ ﷺ ઉપર પૂર્ણ થયો છે, સ્વીકાર કરીને પોતાનું જીવન તેના શિક્ષણના બીબામાં ઢાળો અને સંસારના તુચ્છ અને અસ્થાયી હિતોને બદલે પરલોકની શાશ્વત સફળતા અને મુક્તિને પોતાના પ્રયાસોનું લક્ષ્ય બનાવો.

ઈસ્લામ કોઈ વિશેષ સંપ્રદાય, જાતિ અથવા વર્ગને માટે વિશેષ નથી, બલ્કે તે સમગ્ર માનવો માટે છે. આ તેમના સ્વામી, શાસક, પાલનહાર ઈશ્વરની તરફથી અવતરિત ધર્મ છે. તે એ લોકોનો છે જે તેને ગ્રહણ કરે. જે લોકો તેને અપનાવશે પૃથ્વીલોક અને પરલોકમાં સફળ થશે અને જે લોકો તેને રદ કરી દેશે, તેઓ બંને લોકમાં અપમાનિત, નિષ્ફળ અને ઈશ્વરની ભીષણ યાતનાઓનો ભોગ બનશે.

અમે મુસલમાનોથી કહીએ છીએ કે તેઓ નિષ્ઠાભાવે અને એકાગ્રચિત્ત થઈને આ સંપૂર્ણ પ્રણાલીને અપનાવે, કે જેથી તેઓ પોતાને માટે, પોતાના સમાજ માટે, પોતાની જાતિ અને દેશ માટે અને સંપૂર્ણ માનવ-જાતિ માટે, દયાની મૂર્તિ બની શકે. અમે તેમને કહીએ છીએ કે આ જીવન-પ્રણાલીનો પરિચય મોટાપાયે આપણા દેશબાંધવોને કરાવે કે જેથી તેઓ પણ આ ને'મતો (કૃપાઓ)થી લાભાન્વિત થઈ શકે અને આપણો દેશ મુશ્કેલીઓ, દુ:ખો, સમસ્યાઓ અને (પરેશાનીઓ)થી મુક્તિ મેળવી શકે. જે લોકો આ કાર્ય કરશે તેઓ દેશના સૌથી મોટા ઉપકારી અને મુક્તિદાતા ગણાશે અને ઈશ્વરની પ્રસન્નતા અને પરલોકની સ્થાયી સફળતા તેમને પ્રાપ્ત થશે.

અમે આપણા દેશના દેશ-બાંધવોને કહીએ છીએ કે આ કૃપાયુક્ત જીવન-પ્રણાલી મુસલમાનોનો વારસો નથી. આ જેટલો તેમનો છે એટલો જ તમારો પણ છે. આ આપણા સૌના સર્જનહાર તરફથી સર્વ માનવો માટે છે. તમે તેનું વિસ્તારપૂર્વક ગહન અધ્યયન કરો. સાથે જ આજીજીપૂર્વક ઈશ્વરને પ્રાર્થના પણ કરો કે તે તમને સત્ય-માર્ગ દેખાડે અને સત્ય-માર્ગ ઉપર ચાલવાની શક્તિ આપે. આ કોઈ અન્યનો નહિ તમારો પોતાનો પ્રશ્ન છે. તમારી સફળતા તેમજ કલ્યાણ, આલોક-પરલોકની સફળતાનો પ્રશ્ન છે. તમે જો આ કૃપાયુક્ત પ્રણાલીને અપનાવશો; તો પૃથ્વીલોક અને પરલોકમાં સફળ થશો. તેનાથી માનવ-જાતિને પરિચિત કરાવશો, તો તેના ઉપકારક અને મુક્તિ અપાવનારા બનશો અને તેને લાગુ કરશો તો ઈશ્વરની ઇચ્છાની પૂર્તિ કરવાનો શ્રેય તમને પ્રાપ્ત થશે અને આપણા દેશની મુશ્કેલીઓ અને આપદાઓને દૂર કરીને અહીંના બધા જ મનુષ્યોની સમસ્ત સમસ્યાઓનો ઉકેલ કરશો અને માનવ-જગતને માટે એક આદર્શ સમાજ અને એક આદર્શ

રાજ્યનું ઉદાહરણ સ્થાપિત કરશો. જો તેને નહિ અપનાવો તો પોતાનું, પોતાના સમાજનું, અને દેશ તથા માનવ-જાતિનું ખૂબ જ મોટું નુકસાન કરશો.

